

# સાલ માટે બ્લૂબેરી

રોબર્ટ મેકક્લૉસકી



એક દિવસ, એક નાની બાળકી સાલ એની માઁ સાથે બ્લૂબેરી તોડવા બ્લૂબેરી ના ટેકરા પર ગઈ.

બ્લૂબેરી રાખવા સાલ એની સાથે નાની ટીન ની બાલદી લઈને આવી અને એની માઁ મોટી ટીન ની બાલદી લઈ ને આવી. એની માઁ એ કહ્યું, "આપણે બધી બ્લૂબેરી તોડી ને ઘરે લઈ જઈશું અને અને એને ડબ્બા માં ભરીને સીલ કરીને રાખશું.

એટલે આપણી પાસે શિયાળા માં ખાવાનું હશે."





નાની સાલે ત્રણ બ્લૂબેરી તોડી અને એને એની નાની ટીન ની બાલદી માં નાખી...

કુપલીંક, કુપ્લાન્ક, કુપલુંક!



એણે બીજી ત્રણ બ્લૂબેરી તોડી ને ખાધી. પછી એણે થોડી વધારે બ્લૂબેરી તોડી અને એમાં થી એક ને બાલદી માં નાખી - કુપલુંક! બાકી બધી એ ખાઈ ગઈ! પછી નાની સાલે એની બાલદી માં થી ચારેય બ્લૂબેરી કાઢી અને ખાઈ ગઈ!

એની માઁ ધીરે-ધીરે ઝાડી માં થી ચાલતી જતી હતી અને બ્લૂબેરી વીણી ને એની બાલદી માં નાખતી જતી હતી.



નાની સાલ ભારે મુશ્કેલી થી એની પાછળ ચાલી રહી હતી, અને પોતે વીણેલી બધી બ્લૂબેરી ખાતી જતી હતી. નાની સાલ ઉતાવળ કરીને આગળ વધી અને એની માઁ ની બાલદી માં એક બ્લૂબેરી નાખી.

પણ એમાં કુપલીંક નો અવાજ ન આવ્યો. કારણકે બાલદી પહેલે થી જ બ્લૂબેરી થી અડધી ભરાયેલી હતી. એણે એની બેરી પાછી લેવા બાલદી ની અંદર એનો હાથ નાખ્યો. જોકે એનો ઈરાદો ન હતો, પણ એણે એક મોટી મુઠ્ઠી ભરીને બ્લૂબેરી બહાર કાઢી, કારણકે એણે જે બ્લૂબેરી નાખી હતી, એની સાવ નજીક ઘણી બધી બ્લૂબેરી હતી.



એની માઁ એ બ્લૂબેરી તોડવાનું બંધ કર્યું અને કહ્યું, "સાલ, હવે તું જા અને તારી બેરી તોડ. માઁ એની બેરીઝ ઘરે લઈ જઈને આવતા શિયાળા માટે ડબ્બા માં ભરીને સીલ કરીને રાખવા ચાહે છે."



એની માઁ ફરી બેરી ચૂંટવા ચાલી ગઈ, પણ બિચારી બાળકી સાલ, કારણકે એના પગ ઘણી વાર સુધી ઉભવા અને ચાલવા થી થાકી ગયા હતા, ઝાડીઓ ના એક મોટા ઝુંડ વચ્ચે બેસી ગઈ અને બ્લૂબેરી ખાવા લાગી.





બ્લૂબેરી ટેકરા ની બીજી બાજુ, એક નાનું રીંછ એની માઁ સાથે બ્લૂબેરી ખાવા આવ્યું.

"નાના રીંછ," એણે કહ્યું, "ઘણી બધી બેરી ખા અને મોટો અને જાડો થઈ જા.
આપણે લાંબા અને ઠંડા શિયાળા માટે શરીર માં પોષણ  ભરી લેવું પડશે."





જયારે નાના રીંછ ની માઁ બેરી ખાતી-ખાતી ઝાડીઓ ની વચ્ચે થી ધીરે-ધીરે જઈ રહી હતી, ત્યારે નાનું રીંછ એની માઁ ની પાછળ-પાછળ જઈ રહ્યું હતું. નાનું રીંછ થોડી-થોડી વારે બેરી ખાવા રોકાઈ જતું.

પછી એની માઁ સાથે થવા માટે એને ઉતાવળે દોડવું પડતું!



ઉતાવળે દોડવા થી એના પગ થાકી ગયા અને એ ઝાડી ના એક મોટા ઝુંડ ની વચ્ચે બેસી ને બ્લૂબેરી ખાવા લાગ્યું.



ટેકરા ની બીજી બાજુ, નાની સાલે બેસી ને જેટલી બેરી હાથ લાગી એ ખાઈ લીધી, અને એની માઁ ને શોધવા નીકળી.



એને એક ખડક ની બીજી બાજુ થી કંઈક અવાજ સંભળાયો અને વિચાર્યું, "એ મારી માઁ જઈ રહી છે!"





પણ એ એક કાગડી અને એના બચ્ચા હતા, અને બેરી ખાવાનું બંધ કરી ને એ કાંવ-કાંવ, કાંવ-કાંવ કરતા ઉડી ગયા. ત્યાં એણે ઝાડીઓ માં બીજો અવાજ સાંભળ્યો અને વિચાર્યું, "એ તો ચોક્કસ મારી માઁ જ છે અને હું એ રસ્તે જઈશ."

પણ એ તો સાલ ની માઁ ને બદલે નાના રીંછ ની માઁ હતી. એ ચાલતી જતી હતી, બેરી ખાતી જતી હતી અને શિયાળા માટે પોષણ ભરી લેવા નું વિચારી રહી હતી. નાની સાલ બરાબર એની પાછળ ચાલી જતી હતી.



પણ આ સમય દરમ્યાન, નાના રીંછે પોતાના સ્થાને થી હલ્યા વગર ઝાડીઓ માં ની બધી બેરી ખાઈ લીધી હતી. પછી એ એની માઁ ને શોધવા દોડયું. એણે બધી બાજુ શોધ્યું પણ એની માઁ ક્યાંય દેખાતી ન હતી.

એણે એક ઠૂંઠા ની પાછળ થી અવાજ સાંભળ્યો અને વિચાર્યું, "મારી માઁ જઈ રહી છે."



પણ એ એક માઁ તેતર અને એના બચ્ચા હતા. એણે બેરી ખાવાનું બંધ કર્યું અને જલ્દી થી ચાલ્યા ગયા. ત્યાં એને ઝાડી માં અવાજ આવ્યો અને વિચાર્યું, "આ તો નક્કી મારી માઁ છે. હું એ બાજુ દોડી ને જાઉં છું!"





પણ એ તો નાના રીંછ ની માઁ ને બદલે સાલ ની માઁ હતી. એ ચાલતી હતી, બેરી વીણતી હતી અને શિયાળા માટે ભોજન ભેગું કરવા વિષે વિચારી રહી હતી. નાનું રીંછ બરાબર એની પાછળ ચાલવા લાગ્યું.

નાનું રીંછ અને નાની સાલ ની માઁ, નાની સાલ અને નાના રીંછ ની માઁ, બ્લૂબેરી ટેકરી પર, બ્લૂબેરી ની વચ્ચે, એક-બીજા સાથે અદલા-બદલી થઈ ગયા હતા.





નાના રીંછ ની માઁ એ સાલ ને પાછળ આવતા સાંભળી અને વિચાર્યું કે એ નાનું રીંછ છે, અને એણે કહ્યું, "બેટા રીંછ," ચાવતા, ચાવતા, "જેટલું ખવાય એટલું ખા, અને ગળા નીચે ઉતાર". નાની સાલ કંઈ બોલી નહીં. એણે ત્રણ બેરી તોડી અને એને એની નાની બાલદી માં નાખી, કુપલીંક, કુપ્લાન્ક, કુપલુંક.

નાના રીંછ ની માઁ એ પાછળ વળી ને જોયું કે કુપલુંક જેવો અવાજ અહીં પૃથ્વી પર ક્યાંથી આવે છે!

"ગરુમ્ફ!" મોઢામાં ભરેલી બેરી ગળા માં અટકતા એ બોલી, "આ મારુ બાળક નથી! મારુ નાનું રીંછ ક્યાં છે?" એણે એકવાર સરખી રીતે જોયું અને પાછળ હટી ગઈ. (એ લોકો થી બહુ શરમાતી હતી, ત્યાં સુધી કે સાલ જેવી નાની છોકરી થી પણ.) એ પાછળ ફરી અને નાના રીંછ ને શોધવા માટે ઝડપ થી ચાલતું થયું.





નાની સાલ ની માઁ એ નાના રીંછ ને એની પાછળ ચાલતા સાંભળ્યું અને વિચાર્યું કે એ નાની સાલ છે. એ આવતા શિયાળા માટે બ્લૂબેરી ને ડબ્બા માં સાચવવા વિષે વિચારી રહી હતી.

નાનું રીંછ ઉભું થયું અને એની બાલદી માં ડોકિયું કર્યું.

એને તો ફક્ત થોડી બેરી નો સ્વાદ ચાખવો હતો, પણ બેરી તો બધી આખી બાલદી માં એક ની ઉપર એક લાદેલી હતી. એણે ભૂલ માં એનું આખું મોઢું બેરી થી ભરી લીધું. "જો,સાલ," એની માઁ એ ફર્યા વગર કહ્યું, "તું જા અને તારી પોતાની બેરી તોડ. માઁ આ બધી આવતા શિયાળા માટે ડબ્બાબંધ રાખવા ચાહે છે."

નાના રીંછે ફરી એક વાર બેરી ચાખવા માટે એની આખું મોઢું ભરી લીધું અને બાલદી ની લગભગ બધી બેરી બહાર પાડી દીધી!



નાની સાલ ની માઁ ફરી અને હાંફી ને બોલી, "હે ભગવાન! તું મારી નાની સાલ નથી! ક્યાં છે, અરે ક્યાં છે મારી બાળકી?"

નાનું રીંછ બેઠું રહ્યું અને બેરી ને ચાવતું રહ્યું અને એના હોઠ ચાટતું રહ્યું.

નાની સાલ ની માઁ ધીરે-ધીરે પાછળ હટી ગઈ. (એને રીંછ સામે બહુ શરમ આવતી હતી, ત્યાં સુધી કે નાના રીંછ ની સામે પણ.) પછી એ ફરી અને નાની સાલ ને ગોતવા માટે ઝડપ થી ચાલવા લાગી.



એ બહુ દૂર નહોતી ગઇ ત્યાં એણે કુપલીંક! કુપ્લાન્ક!
કુપલુંક! અવાજ સાંભળ્યો.

અને એ અવાજ ને એ ઓળખી ગઈ!





નાના રીંછ ની માઁ એ બહુ વધારે શોધ નહોતી કરી ત્યાં એણે હડસેલા મારવાના અવાજ સાંભળ્યા જે વચ્ચે-વચ્ચે ચાવવા અને ગળે ઉતારવા માટે બંધ થતા હતા. એ જાણતી હતી કે એવા અવાજ શેના કારણે આવે છે.

નાનું રીંછ અને એની માઁ બ્લૂબેરી ટેકરી ની એક બાજુ થી ઘરે જવા નીચે ઉતર્યા. એ રસ્તા માં બ્લૂબેરી ખાતા રહ્યા અને આવતા શિયાળા માટે પોષણ જમા કરતા રહ્યા.



અને નાની સાલ અને એની માઁ બ્લૂબેરી ટેકરી ની બીજી બાજુ થી બ્લૂબેરી વીણતાં નીચે ઉતર્યા, અને આવતા શિયાળા માટે પર્યાપ્ત ભોજન - એક આખી  બાલદી અને એ સિવાય ત્રણ વધારાની બ્લૂબેરી - ભેગી કરીને ઘરે લઈ ગયા.

સમાપ્ત